# પુષ્પાસિંહ

## નાટકના ગાયનો.

શ્રી લક્ષ્મિવિલાસ નાટક કંપનીને માટે
રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર

રણછોડદાસ ભાઇચંદ આમલીવાળા.

આવૃત્તી પેહેલી. પ્રત ૧૦૦૦.

સુરત.
દેશી મિત્ર પ્રેસમાં કાશીદાસ ભગવાનદાસે છાપ્યાં.

સંવત ૧૯૫૬ સને ૧૮૯૯



કીમત બે આના.

# પુષ્પાસિંહ નાટકનાં ગાયનો.

---

૧

શ્રી નારાયણુ મુની પરીબ્રહ્મ પુરૂષોતમ
શાહાય દીજે સુતધારી — શ્રી॰
સરણે ચરણે છે આપ તણે શીશ
કરજો રક્ષા દયાળુ જુગદીશ
મધર્મ કુમાર, છો સુખકાર,
છો બ્રદધારી, ક્રશ્ન મોરારી. — શ્રી.

ચકોર

૨

ગાજી શું તું જાવા કરે કરી નોધારાં આમ
વચન આ તારાં શુણી ફુટી જાયે મુજ હામ. — માજી
ગાય વિનાનું વાછરૂં જનુની વિનાનો સુત,
રખડી રઝળીને મરે પામી પામી તે દુખ. — માજી
કમળ જળ વિના કદી મા જીવે નહિં લગાર,
તો તુજ વિના માવડી જરૂર હું મરનાર. — માજી

કાન્તા

૩

વ્હાલી માવડી શું તું જાસે મરી,

કોને આસરે મુકી આ દીકરી,
દયા દીલ આણો આ સુતા તણી,
હજી આશ મનમાં છે મુજને ઘણી.
હજુ તો કુંવારી છું હું મુજ માત,
કરીશ સુખં દુખની કોની સંગ વાત.
ફુટેલા ઘડાની જેવી ઠીકરી,
તેમજ જાણજે આ તારી દીકરી.

ગંગારામ— ૪

હું છું માનીતો હજામ, મુને નમે બધું ગામ
ગંગારામ મારૂં નામ કરે સૌ નામી સલામ, હું છું
બંદાની ચાતુરી આગળ પંડીતો પણ તુચ્છ,
ગટમ પટમ સમજાવીને કરૂં રાજાને ખુસ.
આહા કરૂં રાજાને ખુસ વાહવા કરૂં રાજાને ખુશ. હું છું.
રજનીકા ખુશ ખુશ બહુ થાસે જોઇને મારૂં કામ,
પછી રંગે રમશું બંને કરસું એશારામ.
આહા કરશું એશારામ વાહવા કરશું એશારામ. હું છું.

પુષ્પસિંહ ૫

જાવો સિધાવો તમેજ અહીંથી એ રંભાને લઇ આવો,
સફળ કરૂં જીંદગાની મારી રસીક રામાથી લઇ લ્હાવો.
લાવો લાવો એ રસીકથી શોભાવું મારો મ્હેલ,
આનંદથી અહા ઉડાવું રંગરેલ.
પ્યારી નારીથી મચાવું પ્રેમ તણો ખેલ. લાવો

જીવા રાત ૬

કહેવાઇએ કાકા હમે રાત, હમારી સૌથી હલકી જાત.

ધધોસે મોથાં મુંડવાનો એ મોહોટો ઉતપાત,
લૈંશાબ લેશાબ સૌને કરવા એ મ્હોટી પંચાત. કહેવાઇએ
બે દમડીના માણુસની દાઢીમાં દેવો હાથ,
પેદાસ ત્યારે ત્રણુ ટકાની કમબખતીની વાત.
ઘરાક આવી ઘરમાં ગારાં સમજાવે મુજ નાર,
કરે મશ્કરી હજામડીની બળ્યો મારો અવતાર.

વરણુશંકર ૭

ધંધો મઝાનો છે આરે ખુબ ધંધો મઝાનો છે આ,
વાવારે કોમ માથાં મુંડયાનું. ધંધો
એકતો છોર મારો છે આ વંચાતી પથરી પણ વળી બેશ.
ચીપીઓ નરાણીને કાતરપણુ સારાં ઇના પરતાપથી છે એશ. વાહ.
ચંપી કરૂં ખુબ ચતુરાઇથી ને દોડીયાં રોકડાં ઝરાઉં
બેસું હજામડીની સાથે ઝુલાપર પાનની પટી કરાવું. વાહવારે

ભગારાત ૮

આહા આહારે કેવી લેજત પડી,
વાહવા વારે ખુબ તાડી ચડી,
ભાઇઓ આવો, તાડી લાવો, પીયો પાવો મઝા ઉડાવો,
જયારે ચડે ખુબરંગ, મચે પ્રેમ તણો જંગ.
લેજત પુર હાંહાંહાં, ચકમાચુર હાંહાંહાં,
આનંદપુર હાંહાંહાં, ખીલેનુર હાંહાંહાં. આહા.

૯

સખી શરદ પુનેમનો ચંદ ચીત હર લાગે છે,

જોઇ શીતળતા સુખકંદ આનંદ જાગે છે.
શોભા શી આજની વખાણીએરે સખી,
ગગન મંડળની માંહરે, રચના બની છે બહુ ફાંકડીરે લોલ.
ચમકે ચાંદરણી શીતારાની સંગ સખી, મંદ મંદ કેવી ગલકાય. રચના
ચંચળ ચાલ ચાલો ચટકાળી. તાળી ઝીલો લટકે લટકાળી.
કંઠે કોકીલ ખટકાળીરે, ગાવો ગીત મધુરાં,
ચંદન હાર શા ચમકે રૂપાળા, ઊરપર ઓપે અતિ રઢીઆળા,
મુકતાફળની માળારે, ગાવો ગીત મધુરાં.
કંકણુ કાંબીને ચોળી ચમકતી. લેલાટ વિષે દામની દમકતી,
નાકમાં નથની થનકતીરે, ગાવો ગીત મધુરાં.
ઝાંઝર ઝમકે ને ઘુઘરી ઘમકે, ચણીઓને સાડી કેવાં સારાં ચમકે.
ચાલ ચાલો બેની ઠમકેરે, ગાવો ગીત મધુરાં.
તરૂવર શા ખીલી રહયાં, થઈ પ્રફુલીત આજ.
મીઠી લ્હેકી વાયુની, દેશાંતી મનમાંજ.
શોભે શી માહાસાગરની લ્હેરરે સાહેલી મોરી,
નમણી થઇને સખી કેવી ઝુકે છે રે, આનંદ ભેરરે સાહેલી
મોરી. શોભે,
પતીવ્રતા જે પ્રેમદા, ધનધન તેહ અવતાર.
શિયળ ધારી સાધવી. રીઝવે નીજ ભરથાર.
સખી વીધીને વ્રત સંભાળોરે, જેથી રીઝે પ્રભુ બીજવાળોરે,
સુખી થાવાનો પંથ નીહાળો, કરી લટકા લ્હેંકંતી ચાલોરે.
ખીલી ચંદની ચોકમાં સજનીરે કેવી રૂડી શોભે છે આર જનીરે,
લટકાળી ચાલો ચાલ ગજની, કરી લટકો, લ્હેકંતી ચાલોરે.

રજનીકા ૧૦

પ્યારા પ્રાણનાથ સુણો વાત મારી આજ.
છું સદાની દાસી જાણજો તમે માહારાજ
જીવીત સફળ સમજું જોઇ આપ તણું મુખ,
સુખી આપ સુખે આપ દુખે મુજને દુખ.
જો કદાપી આવો કચેરીથી મોડા પ્રાણ,
તો તો આ તમારી કીંકરીની થાતે હાણ.

ગંગારામ ૧૧

લઉં છું રજા દીલજાન જાવાને હવે હમો,
રજનીકા—પધારો પ્રાણનાથ વ્હેલા આવજો તમો. લઉં છુ
જાવો છો પણ ગોઠશે આ પ્યારીને નહીં.
ગંગારામ—આવીશ પાછો નક્કી હું ઉતાવળો અહીં. લઉં છું
રજનીકા—ખાઓ સોગન માહેરા કે વળીશ વેગે આમ,
ગંગારામ—તારા સમ તારા સમ નવ થોભું તેણે ઠામ.
રજનીકા—રે પ્રાણ, પ્રાણ, વારીમારા પ્રાણ. લઉં છું

કાન્તા ૧૨

હાય વિધાતા, મોરી માતા, લેખ લખીયા શું કર્મમાં આવા. હાય
ગઈ સ્વર્ગમાં હાય તું જનુની, નવ ચિંતા રાખી નીજ તનની.
શું મા આવી કઠોર તું મનની. હાય
ત્યારે જન્મજ શું કામ આપ્યો, તેજ પળે કાં ટુંપો ન ચાંપ્યો,
કેમ પીંડ આ ત્યારે ન કાપ્યો. હાય
નથી બેઠી હું માને ઉછંગે, નથી રમાડી માતાએ રંગે,
વ્હાલ કરી ન ભેટી ઉમંગે. હાય

કાન્તા ૧૩

અરે ભ્રાત મારા પ્યારા બાપુ છે નહીં તમારા,
છે નઠારી રે, દેશે ઠારીરે,
ચંદ્ર ચકોર—આ શું વદે છે બેનડી તું મારીરે,
કેમ અમથી રહેવાય, તારૂં દુખ હાય હાય, કેમ કહયા વિ
ણુ રહેવાય.
હમણા બાપુ પાસે જઇશું, કહયા વિના તે કેમ રહીસું. અરે

ચંદ્ર ચકોર ૧૪

શું શાવકીથી ડરીજ જઇશું, નહીં નહીં નહીં ઓશીયાળા જરહીશું. શુ
વાંક ગુનો પુછસું જઈ તેને, શા માટે મારી છે એને,
જોઇએ શું કહે છે તે તાત.
કાન્તા—પાસે હસે પેલી કમજાત. શું

પુષ્પસિંહ ૧૫

નવ પામ્યો જે નાર પદમની નવ પામ્યો જે નાર.
તેને વૃથા વૃથા અવતાર. પદમની
અલોકીક રંભાનું સુખડું જે, નહીં જોયું નર વ્રથા જન્મ્યો તે
રૂપે રતીથી અધીક રૂપાળી, શીશ શોભે નાગણુ વેણુ કાળી,
કુમકુમ ચંદ્ર કરી લટકાળી, ચાલ ચાલે જરા નેત્રજ ઢાળી,
બહુ લટકાળી બહુ ચટકાળી, કામણગાળી અતિ રઢીયાળી,
વાહ, વાહ.
મન હરનારી સુંદર સારી બલીહારી બલીહારી તારી
સફળ સફળ અવતાર, કરે તું સફળ સફળ અવતાર. પદમની

ચંદ્ર ચકોર ૧૬

સુણો તાત મારી વાત અંતર ધરીએ,
અંતર ધરીએ રે વિચાર કરીએ, સુણો
બેનને શા માટે તમે મારી, શો છે તેનો વાંક,
અરજ અંતર ધરીએ. સુણો.
સાવકીને પક્ષે રહીને સમક્ષે, કીધો પિતાજી તમે પ્રહાર,
માર્યો માર, બેસુમાર, આમ નવ કરીએ. સુણો.

પુષ્પસિંહ ૧૭

ચુપ ચુપ બંધ કર બકવા નહીં કર બોલ આ ડહાપણના,
બંને–વચન આ નીકળેછ શીખવેલાં પેલી સાપણના.
પુષ્પસિંહ–ચુપ જા અહીંથી દુર થા,
બંને–હાં હાં હાં પિતાજી હાં, નાહક સીદને ક્રોધ કરો છો રંક કુંવ રપર આ.
પુષ્પસિંહ–શીખ મને દેવા લાયક છો શું તમે નાદાન,
બંને–કેમ એમ વદાય પિતાજી હમે છીયે ગુલામ.
પુષ્પસિંહ–બસ બસ મીઠું બોલી બોલી ફોસલાવો હેવાન,
બંને–બાપુ સીદ વદો છો આમ,
પુષ્પસિંહ–બસ બીલકુલ બંધ કર જબાન.
બંને–નાહક શીદને ક્રોધ કરો છો રંક કુંવરપર આ. ચુપ.

ચંદ્ર ચકોર ૧૮

ફસાઇ પ્યારમાં કાપો શું આમ હે પિતાજી,
ઝલાયા ઝાળમાં બન્યા ગુલામ હે પિતાજી. ફસાઇ.
વિસાર્યા બાળ આ પોતાના પ્રેમમાં ગુંથાઇ,

મરી ગઇ માત પછી તાતની ફુટી સગાઇ. ફસાઇ,
દીધેલો કોલ તો સંભાળો થઇ સ્થીર પિતાજી,
કેમ ફેરવો છો તેની ઊપરે આ નીર પિતાજી. ફસાઇ,

ચંદ્ર ચકોર ૧૯

ફુટી ગયું તગદીર કે હાયે ફુટી ગયું તગદીરરે,
બાપુ વેચાણા, માતને હાયે ફુટી ગયું તગદીરરે.
વાત સુણી નહીં હમે કહી જે ઊલટી ચડાવી રીસ રે,
દઇ શીટકારો કાઢીજ મુક્યા કાપવા ઊઠયા શીશ,
હાયે હાયે કાપવા ઉઠયા સીશરે. બાપુ
એનને મારી કીધા લાચારી વણુ વિચારે તાતરે,
વેરણુ થઇ આ વાઘેણુ પુઠે પડી છે સાવકી માત,
હાયે હાયે પડી છે સાવકી માતરે. બાપુ

છોકરાઓ ૨૦

ચાલો દોસ્ત સ્હેલ કરવાને, મન અમન ધરવાને રે. ચાલો
રમત રમશું ગમત કરશું, અંતરમાં ઠરવાને રે. ચાલો
પોશાક પેહેરો તરેહ તરેહના, મોજ સુખ હરવાને રે. ચાલો

છોકરાઓ ૨૧

ગેડી દડે રમો સૌ ભાઇ, અંતરમા આનંદ થાયે,
રમો રમત મળી સૌ ભાઇ, અંતર

સર્વ—વાહ ખુબ મઝા છે આજે હાં આજ.
હાં ગમત ઉડાવો આજે હાં આજ,
ચાલો દોસ્ત રમો સૌ સાથે હાં સાથ,

ચકોર—અલ્યા ચાલ આવ, આપ તું દાવ,

દડો ઉઠાવ, ફેંક હાથ રહાઇ. અંતર

૧ લો છોકરો--હું એકલો ને તમે સર્વ,

ચકોર- ઉતારીસ તારો ગર્વ,

૨ જો છોકરો-છે અચ્છું રમતનું પર્વ,

૩ જો ,, --થાવો ત્યાર,

૪ થો ,, --કરો નહીં વાર,

૫ મો ,, --ઉઠો આ વાર,

સર્વ--ફીકર છે નાહીં. અંતર

૧ લો છોકરો--લે અપાવું છું હું દાવ,

૫ મો ,, --ચાલ બચ્ચાજી આમ આવ,

ચંદ્ર--તું દડો મારી પાસ લાવ,

ચકોર-નહીં નહીં નહી. સમીપે રહી, ફેંક તું સહુ,

બધા-ભલે લ્યો ભાઇ, અંતર

૧ લો છોકરો-નિશાળેથી રજા આજ થઇ છે,

૨ જો ,, --મા મેહેતાની મરી ગઇ છે,

૩ જો ,, --હાં ઠીક તેંગે પણ કહી છે,

૪ થો ,, --ખરી છે વાત,

૫ મો ,, --થઇ નિરાંત,

સર્વ-હવે સા જાત, રમો સુખદાઇ. અંતર

સર્વ ૨૨

જાવો જાવો ભાઇઓ તમો જાઓ,

હા હા હાં તમે જાઓ તમે જાઓ તમે જાઓ જાવો

દડો હાથ તમારે ગયો છે માટે તમારે જાવુંજ પડશે,

ચંદ્ર ચકોર--ભાઇ હમે જઇશું પણ એ અમ માત અમારી સાથે લડશે,
અથવા-- જઇ આવ જઇ આવ જા લઇ આવ લઇ આવ જાવો

ચંદ્ર ચકોર ૨૩

કેમ જવાસે તે વાસે, થાસે જાવું તો નિશ્ચ વિઘ્ન એમાંથી કાંક
ઇર્ષા કરી માત શાવકી કાઢશે કાંક હમારોજ વાંક,
બાપુજી કોપશે જરાન થોભશે માર્યા જસું હમે રાંક. કેમ
શીખવશે નવી માત, ક્રોધે ભરાશેજ તાત,
વેરણુ આ શાવકી છે હમારી એનો છે અમને બહુ ધાક. કેમ

ચંદ્ર ૨૪

આ શું વદો છો વિવેકી માત માહેરી, આ શું
શબ્દો શા ઉચારો છો આ જીભથી કરી.
પતીને જે પત્ની વેણુ મુખથી વદે કાંય.
વચન તે અમ સંગ માત તમથી કેમ વદાય. આ શું
પુત્ર અને માતાનો શું માજી છે આ ધર્મ,
કેમ તમને આજે આવું સુઝયું કુડું કર્મ. આ શુ
જો કદાપી પ્રાણુ આ હમારા હાલ જાય,
શું તથાપિ દેહ આ વિકારથી ભરાય. આ શું

ચંદ્ર ચકોર ૨૫

તારા ડરાવ્યા ડરવાના નથી, તું જાણુ તારા; તારા
શું બકે આમ, વાત વિચાર કાંઇ, બકે કામ અંધ થઇ,
બુદ્ધિ તારી ગઇ, જા જા બુદ્ધ તારી ગઇ. તારા
શું સમજાવે દુષ્ટા આમ તું, સમજ હમોને બાળ નહીં તું,
કરૂં શું આવી કુ કૃતી. તારા

રજનીકા ૨૬

પ્રાણુ પ્યારા મારા વદુ શું હું વાત વાત વાત
એકાએક ચંદ્ર અહીં આવ્યો, વિચાર દુષ્ટજ પોતે જણાવ્યો.
મોટો કીધો એણે તો ઉતપાત પાત પાત. પ્રાણુ
ધસી આવ્યો એકદમ મુજ ઉપર, જુલ્મજ કીધો ઘણો હું પર,
હું ન ચેતી જાતે તો ખોટું થાત થાત થાત. પ્રાણુ
ચકોર ઉભો ચોકીજ કરવા, ચંદ્ર આવ્યો મુજ શીયળ હરવા.
લળી મારી ગયો છે મુને લાત લાત લાત. પ્રાણુ.

પુષ્પાસંહ ૨૭

છેદુ શીશ તેમના કાઢું મુળ એમનાં કુંવર શું આવા અંગાર ઉઠયા,
મારૂં જઇ હાર નહીં વાર જરા કરૂં પાપથી ઇશ તેમનાજ રૂઠયા. છેદુ
માત પોતા તણી નવ જરા મન ગણી કામ કીલ્લો ગણી થયાજ પાપી.
કપુત કુછંદમાં પડયા નીચ ફંદમાં ઘા કરૂ જઇ નાખુ કાપી. છેદું
મારો પણ ડર નહીં રાખ્યો નીજ મનમાંહી બહુ છાકે ગયા છેક ફાટી
કુંભ આ પાપનો પ્રગટ થયો છાપનો ઉદરની આજ જણાઇ આંટી. છેદુ.

રજનીકા ૨૮

કેવી યુકિત સખી મેં ચલાવી, કેવા ફંદનાં દીધાં ફસાવી. કેવી
ધાટ ખરેખર આ બેઠો છે ક્રોધ પતી દીલમાં પેઠો છે.
રાખી મન રીશ દેસે છેદી શીશ હવે હરનીશ પ્રેમે પ્યાલો પીસું
મુજ પ્યારા સંગે ફાવી. કેવી.
ચચળા–વાહ વાહ બાઇ ચરિત્ર તમારૂં, ઠીક કરી હોશીયારી વાળું.
હરી નૃપ મન ફસાવ્યા જતન યુકિત અન્ય અન્ય.
ચાલાકી ધન ધન

બહુ હોસીયારીજ બતાવી. કેવી

રજનીકા-કાસળ મુજ જીંદગીનુ જાસે. અંતરમાં હવે આનંદ પાસે.

આનંદ અપાર,

ચંચળા-શંકા નહીં લગાર,

રજનીકા-વાધ્યો આજે પ્યાર,

ચંચળા-ઠીક કર્યો વિચાર,

રજનીકા--ખુબ કરીને પ્યાર, દીધા પ્રિતમને ફોસલાવી. કેવી

ચંદ્ર ચકોર ૨૯

તનપર તાત વિચારીને તમે કરોજ આવો કોપ,
નથી નીતી તણી (૨) મરીયાદા કરી અમે લોપ. તન
આપ અંતરમાં (૨) આ કોણે ઠસાવ્યું તાત,
કલંક આ આવ્યું છે ખોટું તરકટ છે સાક્ષાત. તન
ઇનસાફ કરો (૨) આ તોહમતનો જુગદીશ,
જો હમારો વાંક ઠરે તો છેદી નાખજો શીશ.

કાન્તા— ૩૦

તમે ઘસડી કયાં જાઓ મુજ ભ્રાતરે,
કેમ આવા ક્રોધી થાઓ છો તાતરે. હો બાપુજી મારા
મારો જીવાડો તોપણ તમે બાપુ હમને તમારી છે ઓથરે,

ચંદ્રચકોર-અરે હવે બેન ઓથજ સાની પાડે છે હમારી એ લોથરે, હો બાપુજી મારા

કાન્તા-ઘડી ઘડી કરતા પ્યાર મુજને તે આજે કેમ ભૂલ્યારે,

ચંદ્ર ચકોર-બાળક નિજ વિસારી બાપુ નારીના ફંદમાં સું ફુલ્યારે. હો બાપુજી માર

જાદએ છીએ બેન હમોજ મરવા ચંડાળ સાથ ધસીનેરે,
પાછળથી પસ્તાશો બાપુ રહેશો હાથ ઘસીનેરે. હો બાપુજી મારા

કાન્તા— ૩૧

જાણી જાણી છે તુંને મેં જાણી,
કપટ વચન મુખે વદીને બને છે તું બહુ સ્યાણી. જાણી
કરી અદેખાઇ ભ્રાત મારાની તું રાંડ કરાવે છ હાણી,
થઇ રાણી ઠકરાણી આજ કાલ અહીં તુંને આણી. જાણી
વશ કીધા રાંડ મુજ પીતાન તેં પાઇને પ્રેમનું પાણી,
ગઇ ફાવી રાંડ ફાવી, આજ કાલની અહીં આવી. જાણુ

પુષ્પસિંહ— ૩૨

કોની સામું બકે છે તું આવું નાદાન,
ચઢયું ચઢયું બોલે છે શું વધીને હેવાન. કોની
દુર થા દુરજા તું પણ ટકવું નહીં તારે એક ક્ષણ.
જલદી જા નહીં તો તારો લઇસ હવે જાન. કોની

કાન્તા— ૩૩

કુમતિ વિસારો દિલમાં વિચારો ન્યાય ઊતારો બાપુ જરા,
શું તરછોડો સરમ તજીને ફસી ગયા નારી ફંદ છે પ્રપંચ આ. કુમતી
ફજેત થાશો બહુ વગવાસો પસ્તાસો બહુ દિલગીર થાસો,
શરમ શરમ નિજ નારીનેજ વશ થયા.

ચકોર—ચંદ્ર— ૩૪

શું ભાગ્યમાં લખ્યું હશે આવું હમારૂં આજ,
વાહે પ્રભુજી વાહ વાહે વિભુજી વાહ,
ઊગારો અહીં પ્રાણ હમારા ગરીબના નવાજ. શુ
બાપે તો દગો દીધો પણ તું કર ઇનસાફ,
એ ગુન્હે મરીએ હમે શુણજો પ્રભુ શિરતાજ. શું

ભુતો— ૩૫

ખાઊં ખાઊં ખાઊં ખાઊં ખાઊં ખાઊં ખાઊં ખાઊં આ છેકા
રાને ખાઊં (૪)
ઘણે દીવસે ભક્ષ મળ્યું છે આખા ગળી જાઊં. ખાઊં
૧લો ભુત–કુમળાં કુમળાં આ બાળકો છે જોઇને રાજી થાવું,
૨જો ભુત–કાળજું એનું હું ખાવાનો તુંજને નહીં બતાવું. ખાઊં
૩જો ભુત–હેંહેંહેંહેંહેંહેં આજ આનંદ છે ખુશી હું થઇ જાવું,
૪થો ભુત–ઘણે દીવસે માનવ મળીયું માટે બહુ હરખાવું, ખાઊં

ચંદ્ર— ૩૬

દઇને છેહ ભ્રાત તું ગયો કયાં આવા વનમાં,
દગો મુંને દેતાં તુંને દયા ન આવી મનમાં. દઇને
દશા શી થઇ તાહેરી ઓ હાયરે આવી બુરી,
જાવું તે કયાં ને જોવું કયાં સુઝે ન કાંઇ તનમાં. દઇને
દુખ આ વિયોગનું શહન શી રીતે કરૂં,
મરીશ દીન રાત ઝુરી દુખના દહનમાં. દઇને

રજનીકા— ૩૭

જા અલી રાધા તું જલદી પ્રાણ પ્યારો લાવ,

પાડે કામ જવાળ શાંત યારને બોલાવ.
કામ ક્રીડાગાં ચતુર છે એ દીલ જાન,
માટે પ્રીત બાંધી છે રે મેં સખીતું માન.
સુખ એ સમાન સ્વામી પાસ ન મળે,
આવે જ્યારે છેલ એ પીડા મારી ટળે.

રાધા—અરર બાઇ કૃત્ય આ ન આપને સોહાય,
સુજ્ઞ થઇને નીચ કર્મ કયાં કરો છો બાઇ.
મોટા છત્રપતીને તજીને તમે આમ.
માંડયો ફંદ જાળનો ઘટે ન આવું કામ.
એક મ્યાનમાં નહીં શમશેર બે સમાય,
જો કદાપી જાણે નૃપતો ખરાબી થાય.
નાથ છે તમારા જાણે ઇશ કેરૂં રૂપ.
તજી તેને કયાં પડો છો નર્ક કેરે કુપ.

રજનીકા— ૩૮

ચુપ ચુપ તુંજને મેં જાણી શખી નવ કર તુંજ સાણી,
વિશ્વાસુ તુંજને ધારી, રાખી છે પાસે મારી,
કેમ વદે છે અવળી વાણી. શેખી
મુજ સંગ છે શો તુજ ધર્મ, કર વિચાર સમજી મર્મ,
જો લાવ યારને તાણી. શેખી
લાંછન તુંજ શીશ ચઢાવી, દુખ આપી દઇશ કઢાવી,
જુક્તિ નવ તે મુંજ જાણી. શેખી

રજનીકા— ૩૯

સીદને રોકાઓ છો પ્રાણ વહાલા શીદને રોકાઓ,

છે તમને સઊ જાણુ, વહાલા
પ્રેમ પુરો પ્રાણુ નથી તમારો વાતમારી નવ લેસ સ્વીકારો,
મીઠી વદો મુખ વાણુ, વહાલા
કરવું હતું આવું જયારે ત્યારે પાણી ગ્રહણુ સીદ કીધું તે વારે
મારીને મોહના બાણુ. વહાલા
આજે જો અસુર થાત લગારી, તોતો કીકરી આ નોહોતી તમારી,
છાંડત હું મુજ પ્રાણુ. વહાલા

રજનીકા— ૪૦

જાવો જાવો પતી આ રીત તમ નથી,
ઘડી ઘડીમાં જાઓ છો એ ટેવી પદ્ધતી.
નથી કૃતી કુડી કંઇ કીધી પતી સુણો મેં આપ,
લાંછન કાંઇ લીધું નથી મેં સતી સાધવી છાપ.
અવર પુરૂષો આપ વિનાના જાણે દેખું જમ.
આમાં જો અસત્ય હોય તો આપતણા છે સમ,

રાધા— ૪૧

જા કહેજે તું કહેજે તું બાઇને તારી રાંડ કુલટા તારાથી નથી હું બીહીનારી,
ધુતારી ઠગારી તુંને બાઇ તારી હૈયાં ફુટી તેને કરાવે છે જારી.
પણુ જોજે આખર કેવી થાય છે ખ્વારી,
ધીક્કાર બદકાર ફીટકાર ફીટકાર.

રાધા— ૪૨

જા હવે જાન છલકાઇ જા જા કર તું કાળું,

રંડા કુલટાનું જાણું કીધું તેં બહુ અજવાળું,
ચરચા ગુંજ સરવે ભાળું કીધું તેં બહુ રૂપાળું
રાયને શીર રાડ દીધું કલંક કાળું. જા,
દુષ્ટા દુર્ગુણ નીચ ફંદે ફસાવી બાઈ,
સાથે સામેલ થઇ બુધ્ધી તારીજ ગઇ,
નીમકહરામી થઇ નર્કનું શરણું લઇ,
ચંચળા–બસ બસ બંધ કર ઊચ્ચાર નવ કર.
જાણી ડાહાપીણી દુષ્ટ શ્રાપીણી સુખસરવે તારૂંજ ટાળું. જા.
રાધા–ખબર પડસે જ્યારે પ્રગટ થાસે ભોપાળું,
ચંચળા–ઠીકછે ઠીકછે ચાલે તેવું કરજે તું તારૂં,
રાધા-ઊઘડસે કપટી તાળું થાસે આ મોઢું કાળું,
ચંચળા–વિચારીને ઊચરજે,
રાધા–જા જા થાય તે કરજે, જારી વિજારી સરવે તારી,
ચંચળા–નફ્ટ નારી લવરી તારી છોડ,
રાધા–હઠ જા નિર્લજ નારી,

રજનીકા— ૪૩

ચંદ્રકમળ મુખ નીરખી નૌતમ સદા રહું આનંદ,
ફસાઇ પ્રેમ જાળને ફંદ દાસી છું ચર્ણ તણી સુખકંદ,
બગીચો ખીલ્યો આ યોવન, લીયો લાખેણી સુ સુગંધ,
છેલા છે તક આ રમવા રંગ. ચંદ્ર
જુવાની ખીલી આપણી સંગ,લીયો વૈભવ સુખ અનંગ અનંગ
કામ પીડાનો કરીએ રંગ, માંડીએ પ્રેમ રંગનો ઝંગ,
કૃતારથ કરીએ નાથ ઊમંગ. ચંદ્ર,

પુષ્પસિંહ-અરે વાહરે શાને ન ચમકતા તારા, ગોરીના શાગા લગુ-
લાબી પ્યારા,
રાજનીકા-નહીં મારા એ છે નટવર તમારા, અરપી છે આ દેહ
તમોને પ્યારા,
પુષ્પસિંહ-ખીલ્યા છે, શા આ અધરામૃત કયારા,
રજનીકા-સુખેથી, પીજે અમૃત રસ પ્યારા,
પુષ્પસિંહ-વચનોમાં ધાયલ પણ અમૃત ધારા,
રજનીકા-જાણું છું, છો મીઠા બોલ દગારા,
પુષ્પસિંહ-ચંચળ ચક્ષુ તીર ચઢાવી ચતુરાં કીધો ધાય,
ઔષધ પ્રેમ તણું આલીંગન મળે તોજ રૂઝાય,
કીધો વસ હસી મને મંદ મંદ,
રજનીકા-દાશી છું ચર્ણ તણી સુખકંદ,
પુષ્પસિંહ-મચાવ્યો પ્રેમ રંગનો છંદ, ચંદ્ર
પુષ્પસિંહ— ૪૪
ધીક્ક ધીક્ક ધીક્ક મુજને, કામમાં અંધ થયો.
ધીક્ક ધીક્ક ધીક્ક મુજને, ભેદ કપટી ન લહયો.
હર હર નીજ હસ્તે, હણ્યા મેં પુત્ર પ્યારા,
કુંવરી પણુ ખોઇ, દુષ્ટ મેં થઇ હત્યારા.
શબ્દો સર્વ સાચા, પડયા પુત્રો તમારા,
કર્ણ થયા કાચા, કામ ક્રીડામાં મારા,
મતિ હીણુ થઈ માર્યા, હાથ પુત્રો તમોને,
ક્ષમા કરી મમ ગુન્હો, મારી દેજોજ મુજને.
વિષય તણો પંઝે, ઝલાયોરે ઝપટે.
હર હર હું ભુલ્યો, કામનીને કપટે.

પુષ્પસિંહ— ૪૫

સુંરે સુતો છે તું પ્રાણીયા બે તને કેમ ન આવેજી; કાળશત્રુ મા
થે ગરગડે, નીંદ્રા કઇ પેરે આવેજી. સુંરે
બ્રહ્માના એક દીવસમાં, ચૌદ ઈંદ્ર જાયજી, તે પણ કાળનો કો
ળીયો, વરસ સો પુરાં થાયજી, સુંરે
નળને હરીશ્ચંદ્ર રાય જે, રાવણને વળી ભોજજી, સૌના કીધા કાળે
કોળીયા, તું કાંક સમજીને ખોજજી. સુંરે
માનધાતા પૃથ્વી વર્યા, વચન લીધાંતાં હાથજી, તેને પણ કાળ
ખાઇ ગયો, પૃથ્વી ના ગઇ સાથેજી. સુંરે

પુષ્પસિંહ— ૪૬

જુઠો છે સંસાર સમજ મન જુઠો છે સંસાર,
મોહ ફંદમાં ફસો નહીં ભાઇ જુઠો છે સંસાર.
વેલી વિષની જાણો વનિતા નર્કતણું છે દ્વાર,
કદી ભરૂશો કરશો નહીં કો પરનારીનો ખુઆર. સમજ
આ રજનીકા રાંડ માંહેરી કુલટા નીચ વિચાર,
મોહ જાળમાં મને ફસાવી આખર કીધો ખ્વાર. સમજ
માત તાત મિત્રો ને પુત્રો સૌ સ્વારથીઆં સાર,
કુટુંબ કબીલો માલ ખજાનો મીથ્યા છે ઘરબાર. સમજ

---

## અંક ત્રીજો

કુંદાજી ૪૭

લેજો દેવી ભક્ષ તમારૂં ખુશી થઇને આજે,
અરપું છું હું આપ ચરણમાં ખુશી થઇને ખાજે.

બાળ કુમારી છે આ સુંદીર તમ લાયક બહુ સારી,
ભોગ લઇને ભાવે ભવાની પુરો આશ હમારી.
છું તમ સેવક માતા મારી અરપું છું ગુણ ગાતાં.
કાંઇ પ્રસાદી દેજો લેજો ભક્ષજ રાજી થાતાં.
આશીષ દેજો રાજી રહેજો નીજ સેવકપર માડી,
લુંટ મેળવજો રોજ હમોને જય અંબે તું દાહાડી.

કાન્તા ૪૮

રાખ રાખ ભાઇ મને મારે શું કામ,
શબુર શબુર જરા થામ થામ થામ. રાખ
શો ગુનો મેં તારો કર્યો છે કેહેને શાને માટે ક્રુર થાય છે આમ,
નામ નિશાની નથી દીધું કંઇ તારૂં છતાં નૈયત સીદ કરે છે હરામ. રાખ
શણુગાર આ સર્વે મારા જોઇએ તારે તોલે,
પણ તું જવાદે મને મારેજ ધામ.
પ્રાણુ ઊગાર મારા ઓ પ્રાણ દાતા,
પગે પડું છું શીશ નામ નામ નામ.

ઢુંઢાજી ચુપ હઠીલી નહીં કદી તને છોડું.
કાન્તા શું તું માનેજ નહીં અરે રામ રામ,
ઢુંઢાજી હઠ નમા તું તોરી ચુપરે નાદાની.
મારીશ મારીશ આણે ઠામ ઠામ ઠામ. રાખ
કાન્તા પાપી તું મરસે,
ઢુંઢાજી ચુપ રહે હરામી.
કાન્તા શાને તું.
ઢુંઢાજી ચુપ, બંધ કર તારી જબાન.

કાન્તા—નહીંજ માને તું કદી,
ડુંદાજી—ના ના નહીં માનું,
કાન્તા—જોઇ લેશે જા મુવા શ્રી ધનશ્યામ. રાખ

ચકોર— ૪૯

સાહાય થજો દીનાનાથે સંકટ સમયે સાહયે થજો દીનાનાથે,
અણુચીંતું આ વિપરીત વિઘ્ન આવી ચઢયું મુજ માથે. સંકટ.
ભ્રાતને ભગની બંને અમે આંહી મરશું અરેરે સંગાથે. સંકટ.

કાન્તા— ૫૦

કૃષ્ન હરી દયા કરી રાખો શર્ણુમારે, રાખો શર્ણુ મારે આપ ચર્ણુ મારે. કૃષ્ન.
અજામેલ તાર્યો હરી પંચાલીની વાહાર કરી,
લજ્જા રાખી ઉભા ચીર હર્ણુમાંરે. કૃષ્ન.
અઘોર આ વન માંહે નથી કોઈ તણી સાહયે.
ઊંચો આભ નીચે રહયા ધર્ણુમાંરે. કૃષ્ન.

ચકોર— ૫૧

અરર વાહાલી બેનડી મુકી ગને તું કયાં ગઇ,
કોણુ હરી ગયું તને શી દશા તારી થઈ.
જાવું તે કયાં ને જોવું કયાં કયાં સોધું હવે તુંને,
થયું હશે શું તાહેરૂં સમજ નથી પડતી કંઇ. અરર.

રજનીકા— ૫૨

પ્રીત બાંધી પેહેલીરે હવે થાય શું દગલબાજરે પ્રીત.
કાંઇ તો મન વિચાર સીદ કરે છે મુજને ઠાર
કેમ કુડો કરે તુજ પ્યાર. પ્રીત.
તુજ કારણુ પુત્રો હણ્યા તજી પતિનો સાથ,

તે તો તું વિચાર મન કેમ ઉપડે છે હાથ,
પ્રથમ નાંખી પ્રેમમાં પાછળ દે છે છેહ આ,
તુંજ કારણ દુખી કરી મેં સકોમળ દેહ આ, પ્રીત.
તજ્યાં મારાં માત તાત આ અરપીને તુંજને જાત,
તેનો બદલો વાળે છે તું આ. પ્રીત.
વળી દીધું વિષ રાયને કર્યું કૃત્ય મેં ઘોર,
તુજ કારણ હું પાપીણી થઇ પ્રભુની ચોર.
કશુર અરે કર્યો નથી મેં કીંચીત તારો જાણ,
વાંક વિના શીદને હણે અરે અહીં મુજ પ્રાણ.
જાણ્યું મેં આજ ખચીત છે ખોટીજ તારી પ્રીત,
લીધું ખોટું મેં માથે નીમીત. પ્રીત.

ગંગારામ—ચુપ ચુપ રંડા પાપણી ડાહાપણથી નવ બોલ,
વીષ દીધું તેં રાયને મેં કીધો ત્યારનો તોલ. પ્રીત.

છોકરાઓ— ૫૩
તારા બાપને અલ્યા નહીં પરણાય. (૨)
ગગો— ચુપ ચુપ ચુપ,
છોકરાઓ-હેં હેં હેં. તારા
અલ્યા અલ્યા આતો છે ગાંડો,
છીંછીંછીંછીં કેવો છે જાડો,
રમવું નહીં આપણે એ સંગે,
ગગો— જો, હું મારી ગાઇને કહી દઇશ, બાપા એંએંએં. તારા
છોકરાઓ— ૫૪
ચાલો ચાલો ચાલો નાશો હાંહાં,
ગગો— નહીં હું જવા દઉં ચાલો હું પણ આવું,

બાપા છે લુચ્ચા કાઢો એના ડુચા. ચાલો
**નેમચંદ**— બેસ બેસ પાજી,
**ગગો**— ના બાપાજી,
**નેમચંદ**— મારીશ મુક્કી ને લાત જા મરીજા કમજાત,
**છોકરાઓ**—અલ્યા આ કેવી વાત, થયો આનો ઉતપાત. ચાલો
**રૂક્ષમણી**— ૫૫
જાવું હું વારીરે પ્યારાને મારા જાવું હું વારીરે,
**પેસ્તનજી**-વાહ મારી પ્યારીરે છબીલી તું તો વાહ મારી પ્યારીરે.
**રૂક્ષમણી**—તન મન આ સૌ માહેરૂં, મેં અરપ્યું તમને પ્રાણ,
**પેસ્તનજી**-હા હા દીલોજાન માહેરી, નથી મુને અજાણ. જાવું
**રૂક્ષમણી**—દાશી સદાની આપની, કરશો પ્રેમે પ્રણામ,
**પેસ્તનજી**-નાજુક દીલબર માહેરી, હું છું તારો ગુલામ. જાવું
**રૂક્ષમણી**—દિન દિન વાધો આપણો પ્રીતી તણોજ બેટ
**પેસ્તનજી**-અલા બલા સૌ આપણી લઇ મરશે નેગા શેક. જાવું
**પેસ્તનજી**— ૫૬
કેવો છેલ છબીલો પેસ્તનજી આ મોજ કરે છેરે,
આહા મોજ કરે છેરે શેહેલ રોજ કરે છેરે. કેવો.
આવસ જાવસ બેઠસ ઊઠસ આ પ્યારીની સાથ,
ખાવસ પીવસ દિલબર સાથે નાંખી કંઠે હાથ. કેવો.
ખોદા કરે ને પ્યારી મારી રહે સદા ખુશ આમ,
હમેશાં આ અલબેલાને લેવરાવે આરામ. કેવો.

૫૭

**ગગો**— બાપા ટને પચણું કે ટાડી માને હું,
**નેમચંદ**— બેસ બેસ રાંડના (૨),

ગગો— હેંહેંહેં (૧)
જીજીને પયણું હુંતો મારી જીજીને પયણું મારી જી
જીને પયણું
બાપા ટને ન પયણું ટને.
નેમચંદ— મેર મેર મેર મેર મેર પટરાજી,
રૂક્ષ્મણી— મુંઇ રાંડ એની જી,
ગગો— કેમ
પેસ્તનજી— એ તો વડાશો પેસ્તન જી,
ગગો— હેંહેંહેં,
નેમચંદ— ચુપ ચુપ ચુપ. બાપા.
બધા સાથે— ૫૮
હાય હાય પેઠું આપણા ઘરમાં ભુત, ભુત, ભુત, હાય.
એટક પેઠું છે આ થાંભલામાં સમજ નથી પડતી કાંઇ આમાં
ઓ બાપજી,
મેર મેર પાજી,
એમચંદ— છોડી પટરાજી,
નેમચંદ— લાવો ભુવાજી,
સર્વ— લાવો લોબાનને ધુણી આપો, વળી ઉપર ચાર લીંબુ કાપો.
આવ્યું મારા બાપરે ઓ ખાધા,
પેસ્તનજી—કેવા છે ગધ્ધા,
એમચંદ—રાખો કાંઇ બાધા,
નેમચંદ— કીયા કાકાની,
પેસ્તનજી—આ પેસ્તન બાપાની પેઠું.

ઇંદુવદની— ૫૯

ભયભીત સીદને થાઓ પ્રિય મુજ ભયભીત શીદને થાઓ.
ડરો છો શાને આમ જાઓ જાઓ પ્રિય.
ચિંતા દુર કરીને તમારી કરો અંગીકાર આનીજ નારી,

ચકોર-મુક મુક છોડી મારૂં તું કાંડું આમ વદે શીદને ગાંડું ગાંડું.
ઇંદુવદની-રંગે રમાડું ને સંગે જમાડું પ્રેમની સેજમાં પ્રાણુપોઢાડું,
ચકોર ના ના,
ઇંદુવદની-વાહ વાહ હવે તો વિયોગ દુખ નહીં રહેવાય,
ચકો— હા હવે તો સંયોગ સુખ છલકાય
ઈંદુવદની-ચાલો ચાલો હવે શીદને શરમાવો.

૬૦

ચંદ્ર— આહા કેવો આનંદ આનંદ થાય અંતરમાં. આનંદ
મળ્યા બંધુ મારા ચક્ષુ તણા તારા પ્રાણુના પ્યારા મારા આનંદ
ચકોર—ભેટયા ભાવે ભ્રાત આજ
ચંદ્ર— ઉગ્યા ભાનું સોનાનાજ
નેમચંદ-કંબખ્તી માડી શી ઠાયકે હાય હાય કંબખ્તી માડી શી ઠાય. અંતરમાં.

ચકોર—કેમ શેઠજી શી મરજી છે.
નેમચંદ-છોડાવ બાપ એટલી અડજી છે,
ચંદ્ર— ચુપ ગદ્ધા તું બહુ ગરજી છે.
નેમચંદ-ઓય બાપરે મારો જીવ જાય છે. અંતરમાં

સર્વ દરબાર ૬૧

ધનનનનન ગરજે ઘોર ઘોર મેઘલો ખુબ વરસે,
દમકત બીજલી ઘનમાંહી ચમકે ચનનન.

ચંદ્રસિંહ  માહારાજ ચરણુમાં શીશ નમાવે સેવક સઘળા
સાની સાનીસા નીધ નીધપ ધપધ પમપમપ મગ મગ મગરે
સાનીધપ મગરેસા સારે સા સારે ગસા સાની ધપ મગરેસા,
રાખો અવિચળ નટવર તમને સદા સદા,
તકધી લાંગ તક છુમ છનનક છીમ ધા ધા ધા ધા ધા ધા ધા ધા ધા
શા અનંગ રંગ આનંદ સોર                    ધન.

કંચનીઓ—                ૬૨

ગાતી મધુરાં ગીત, કોયલડી ગાતી મધુરાં ગીત,
ચંચળ હરતી ચી-ત કોયલડી                    ગાતી.
સુંદર વનમાં ટહુ ટહુ કરતી પીયું સંગ બાંધી પ્રીત.
ઘોર ઘટામય વૃક્ષે બેસી લેતી લ્હાવો નીત. કોયલડી

૧લી કંચની-વસંત રૂતુમાં સખીરી, વૃક્ષે વીંટાઈ વેલડી,
આલીંગન લઇ પ્રેમથી, પીયું સંગ થાતી ઘેલડી. ગાતી

કાન્તા—આવી છું નૃત્ય રંગમાં પણ, ધરતી મનમાં શોક બહુ,
મનની સહુ મનમાં રહી, થઇ ગઈ આશા ફોક સહુ. ગાતી.
જનુની ગઇ સ્વર્ગ વિષે, તાતે દીધો છેહ બહુ,
ભ્રાત મરાણો નીચ હસ્તે, નશીબ તુંજને શું કહું.
ભગની ગઇ ગુણીકા ઘરે સહેતી સંકટ બહુ બહુ,
ભ્રાત ભાળે ભગની નાચે નશીબ તુંજને શું કહું. ગાતી

સર્વ પાત્રો—                ૬૩

પરમ કૃપાળુ દીન દયાળુ કર કર તારી અત્રે સ્હાય.
ધર ધર દ્રષ્ટી હર હર કષ્ટી વ્રષ્ટી કર કરૂણાની અહાંય,
અખંડ જોડી આ બંનેની રાખો હરનીસ દીન દયાળ.
સુખ પ્રસારો દુખ વિદારો આવતાં વિધ્નો ને તું ખાળ,

સુખ સદા ધારો,
આનંદમાં ફરો,
નિત્ય દીલ ઠરો,
પ્રભુ કૃપા કરો,
સ્હાય સ્હાય,
પ્રભુ સદાય આનંદ સૌ ઊરમાં નવ માય. પરમ.
જય જયકારી
થઇ સુખકારી
ધન્ય આ વારી
આ નરનારી
નમું મોરારી.
વારી વારી
સારે સારે રેગમ રેગરેગ ગમપ ગમગમમ પધ મપમપ ધનીસા
સારેગમ પધનીસા સાનીધપ મગરેસા. પરમ

ચકોર— ૬૪

હવે સ્વદેશમાં વિચરસું, જઇ બાપુજીને મળશું જઇ.
જોઇ બંધુએ વિચાર કીધો ઘર જાવા મનસુબો કીધો.
બુધ્ધી વિચારી સારી, કરવા માંડી તૈયારી.
થઇ રહી છે આનંદકારી,
સૌ સ્નેહી ભેળા ભળશુ
ઘણે દિવસે નીજ ઘેર જાસું મળતાં સૌને હર્ષિત થાશું,
કરું કરું તૈયારી, ઉત્કંઠા થઇ છે મારી,
પ્રભુજી થયા સાહયકારી,
જઇ જનકના ચરણુ સીશ ધરશુ.

૬૫

ચકોર— વાહ શી રૂમઝુમ ઘુમ ફરતી,
ઇંદુવદની— વાહલાને વંદન કરતી.
ચકોર— આમ આવો ચંચળ પગલે,
ઇંદુવદની— આવીજી ડગલે ડગલે.
ચકોર— તુજને બહુ અંતર ચાહું,
ઇંદુવદની— હું તમને વારી જાઉં.
ચકોર— અમૃત રસ સરખી વાણી,
ઇંદુવદની— રસ પીયો લાલ સ્હેલાણી.
ચકોર— રીઝયા શ્રી સારંગપાણી,
ઇંદુવદની— પ્યારા પ્રેમે બધાણી.
ચકોર— અરે વાહરે શી વેણી શીરપર લટકે
ઇંદુવદની— ભરમાવી છે કરી કરી આમ લટકે.
ચકોર— ભ્રમર કમળપર ગુંજ કરે છે બહુ બહુ વ્યાકુળ થઇ,
ઇંદુવદની— ભલે ભ્રમર સુખેથી પોહોડે પ્રેમ કમળપર જઇ.
ચકોર— કમળ બીડાશે તો ભમર પછી ગુંગળાશે
ઇંદુવદની— નહીં પ્યારા શાંતી સુખમાંહે વિલાશે,
ભ્રમર કમળ બે સીવ મસ્તકપર ચડસે જેણીવાર,
મોક્ષ ગતિ મોહનજી દેસે તુષ્ટ થઇ તે વાર,
ચકોર— ચપળસી પ્યારી જવાબ હજુર દેનારી,
ઇંદુવદની— આપ પ્રતાપની બલીહારી, છે સંગતની સરદારી,
પાંચ જણા—

૬૬

આનંદ આનંદથાય છે મનમાં, રચના રસીક શી આ દીશે છે વનમાં
સુંદર મીઠી લ્હેર પવનની, આવે છે શી ધનમાં

આનંદ આનંદ વ્યાપી રહયો છે સુંદર ઉપવનમાં, આનંદ
શરદનો શો બહાર બન્યો છે નૌતમ આ વનમાં,
અનંગ અનંગ અલબેલી લતાઓ લ્હેકે તન મનમાં આનંદ

દરબાર ૬૭

જય જય જય જય જયકાર આજ,
આનંદ સાગર ઉભરાય અતિ જોઈ ચકોરસિંહ મહારાજ,
શુભ દિવસ આ સુખકર આજે, ગાદીપતી થયા મહારાજે,
વાહ સૌ મન થયો અપાર આનંદ. જય.
ધન્ય ધન્ય રહો અવીચળ પ્યારા જીવો જુગજુગ થીર છર હમારા
તપો છેજ તણી રીતી સાહે થાઓ જગપતિ,
કરો સદા શુભકૃતી આપો ઇશ શુભમતી,
થાવો કીર્તીજ છતી પામો સુખને સંપતિ,
કાપો વિધીને વિપન્તિ આપો અચળ સંતતી,
સાહયે સાહયે સાહયે કારી થાવો સદાશ્રી મોરારી,
કળા ચઢતી તમારી થાવો સદા જય કારી,
તન મન ધનથી નમીએ સૌ,



# આખરે સત્યનો જય છે.

